અમાનતબાગ ૭૮૬



# દરૂદ શરીફની ફઝીલત

અને

# અલ્લાહના અર્શની છાયા

છપાવી પ્રસિદ્ધ કરનાર

મૌલવી અહમદ બીન/[illegible] અશરફ. રાંદેરી.

રાંદેર (જી: સુરત)

પ્રકાશન [illegible]
1368 હિજરી

મી./અબ્દુર્રહમાન બીન સુલમાન હાજી
સાહેબના તરફથી ભેટ.

# દરૂદ શરીફની ફઝીલત.

"ઈન્નલ્લાહ વ મલાએકતહુ યુસલ્લુના અલન નબીય્યે યા અય્યોહલ લઝીના આમનુ સલ્લુ અલયહે વસલ્લેમુ તસલીમા"

"અલ્લા હુમ્મા સલ્લે અલા સૈયિદેના મુહમ્મદીંવ વઅલા આલે સૈયિદેના મુહમ્મદીંવ વબારિક વસલ્લિમ."

હઝરત રસુલુલ્લાહ (સલ.)ના ઉપર સલાત અને સલામ મોકલવું એક એવું મકબુલ અને પ્યારૂં કામ છે કે જેના અજર અને સવાબ સંબંધી હકીકત કેટલીક હદીસોમાં ઘણીજ વર્ણવવામાં આવી છે. આ રિસાલામાં દરૂદ શરીફની ફઝીલત અને અજરને તેના પઢનાર વિષેને દર્શાવ્યાં છે, અને તે હદીસોને પ્રિય વાંચક સમક્ષ ક્રમવાર ગોઠવવામાં આવી છે. અને આ નાનકડા રિસાલાથી અમારો ફકત એજ હેતુ છે કે સરકારે દો આલમ (સલ.) ના ઉપર દરૂદ અને સલામ દરેક માણસ શોકથી મોકલતો રહે.

ખુદાપાક સર્વે મુસલમાનોને તેના પ્યારા હબીબ (સલ.) ના સદકમાં એ તૌફીક અતા ફરમાવે કે તેઓ હઝરત (સલ.) ના ઉપર રાત દિવસ સલામ અને દરૂદ શરીફ પઢતા રહે અને જોઈએ તેટલો સવાબ લુટી સવાબે દારૈન હાસિલ કરે. આમીન.

ફઝી' ૧ (૧) જે માણુસ દરૂદ શરીફ પઢે છે તે ખુદા તઆલાનો દોસ્ત છે કારણ કે એ કૃત્ય તે છે કે જે માટે પોતે અલ્લાહ પાક ફરમાવે છે:—

"ઈન્નલ્લાહા વ મલાએકતહુ યુસલ્લુના અલન નબી." (અલ્લાહ તઆલા અને તેના ફરિશ્તાઓ હઝરત (સલ.)ના ઉપર દરૂદ શરીફ મોકલે છે.) જો કે અમારા દરૂદ શરીફ મોકલવામાં અને ખુદા પાકના દરૂદ મોકલવામાં ઘણો મોટો ફેર છે, એમાં શક નહિ; પરંતુ અલ્લાહનો તે દોસ્ત તો છેજ જે ખરા અંતઃકરણથી દરૂદ શરીફ પઢે છે.

(૨) જે માણુસ દરૂદ શરીફ પઢે છે તે ફરિશ્તાઓનો પણ સાથી છે કારણ કે જેવી રીતે અલ્લાહ તઆલા દરૂદ મોકલે છે તેવીજ રીતે તેના ફરિશ્તાઓ પણ હઝરત (સલ.) ના ઉપર દરૂદ શરીફ મોકલે છે. જો કે ફરિશ્તાઓના અને અમારા દરૂદ મોકલવામાં ફેર છે તો પણ તેઓના સાથી દોસ્ત સમાન છે.

(૩) જે મુસલમાન રસુલુલ્લાહ (સલ.)ના ઉપર દરૂદ શરીફ મોકલે છે તો અલ્લાહ પાક અને તેના ફરિશ્તાઓ તે દરૂદ શરીફ મોકલનાર પર દરૂદ મોકલે છે.

(૪) જે મુસલમાન એક વખત દરૂદ શરીફ પઢે છે તો અલ્લાહ તઆલા તે બંદા પર દસ વખત દરૂદ મોકલે છે.

(૫) જે માણુસ એક વાર દરૂદ શરીફ પઢે છે તેને દસ નેકીઓ મળે છે. અને તેના દસ દરજા વધી જાય છે;

(૬) દરૂદ શરીફ પઢનારને દોઝખ અને કુસંપથી દુર કરી દેવામાં આવે છે; કારણ કે (કુસંપ પણ દોઝખી હોવાની નિશાની છે.)

(૭) દરૂદ અને કલમો પઢનાર જન્નતમાં શહીદોની નજીક આબાદ હશે; એટલે શહીદોના મકાન પાસેજ એ દરૂદ પઢનારનું મકાન બનાવી દેવામાં આવશે.

(૮) જે દુઆની પહેલાં અને પછી દરૂદ શરીફ પઢવામાં આવે તે ખચિતજ કબુલ થશે.

(૯) દરૂદ શરીફ પઢનાર કયામતમાં હઝરત (સલ.)ની શફાઅતનો હકદાર છે.

(૧૦) દરૂદ શરીફ પઢનારને મરવા અગાઉ જન્નતની બશારત થઈ જાય છે.

૧૧ જે માણસ એક સો વખત દરૂદ શરીફ પઢે છે તો અલ્લાહ તઆલા તેના ઉપર એક હજારવાર દરૂદ મોકલે છે.

૧૨ દરૂદ શરીફ પઢનારથી ફરિશ્તાઓ દોસ્તી કરે છે અને તેને મદદ કરે છે.

૧૩ દરૂદ શરીફ પઢનાર હઝરત (સલ.)ની સાથે જન્નતમાં એવી રીતે દાખલ થશે કે હઝરતના ખભાથી તે દરૂદ શરીફના પઢનારનો ખભો લાગેલો હશે, મતલબ એ કે એટલી નજીકી તેને પ્રાપ્ત થશે.

૧૪ દરૂદ શરીફ પઢનાર જ્યારે મરી જાય તો તે દરૂદ મૈયતને વાસ્તે ઇસ્તિગફાર કરે છે.

૧૫ એક દરૂદ શરીફને કયામતના દિવસે કોહે ઓહુદના બરાબર વજનદાર કરવામાં આવશે જેથી તારાજુમાં વજન વધારી શકાય.

૧૬ દરૂદ શરીફ પઢનાર માટે એક ફરિશ્તો મુકરર કરવામાં આવે છે જે દરૂદને હઝરત રસુલે ખુદા (સલ.) ના મઝારે પાક ઉપર પેશ કરે છે.

૧૭ દરૂદ શરીફ પઢનારને ભરપુરસવાબ આપવામાં આવે છે.

૧૮ દરૂદ શરીફ પઢનારના ગુનાહ દિવસે દિવસે દૂર થતા જાય છે.

૧૯ દરૂદ શરીફનો સવાબ ગુલામ આઝાદ કરવાથી પણ વધારે છે.

૨૦ એક વાર દરૂદ શરીફ પઢવાથી તે વરસના સગીરા (નાના) ગુનાહ માફ થઇ જાય છે.

૨૧ દરૂદ શરીફ પઢનારના ગુનાહ "કિરામન" "કાતેબીન" ત્રણ દિવસ લગી લખતા નથી અને તેની તોબાનો ઇંતેજાર કરે છે જો તે તવબા ન કરે તો ત્રણ દિવસ પછી ગુનાહ લખાય છે.

૨૨ દરૂદ શરીફ પઢનાર કયામતના ભયંકર દેખાવથી બચેલો રહેશે.

૨૩ દરૂદ શરીફ પઢનારને અલ્લાહની રહમત ચોતરફથી ઢાંકી લે છે.

૨૪ દરૂદ શરીફ પઢનાર " અલ્લાહના ગુસ્સાથી મહફુઝ રહે છે.

૨૫ દરૂદ શરીફ પઢનારને કયામતમાં અલ્લાહના અર્શનો સાયો મયસ્સર થશે.

૨૬ દરૂદ શરીફ પઢનાર દોઝખથી મહફુઝ રહેશે અને તેના નેકીઓનો ત્રાજવો કયામતમાં ઘણો ભારી થશે.

૨૭ દરૂદ શરીફ પઢનારને મેહશરના મેદાનમાં પ્યાસ (તરસ) ની તકલીફ થશે નહિ.

૨૮ દરૂદ શરીફ પઢનાર દોઝખના પુલ ઉપર સાબિત કદમ રહેશે અને "સિરાત" ઓળંગતાં તેઓના પગો ડગમગશે નહિ.

૨૯ એક હજાર વખત દરૂદ શરીફ પઢનાર મરવા અગાઉ પોતાની જગ્યા અને પો.ાનો મુકામ જન્નતમાં જોઈ લે છે.

૩૦ દરૂદ શરીફ પઢનારને જન્નતમાં ઘણી બીબીઓ અતા કરવામાં આવશે.

૩૧ દરૂદ શરીફ પઢનારને એટલો સવાબ મળે છે જેટલો સવાબ ૨૦ વખત જિહાદ કરવાથી પ્રાપ્ત થાય છે.

૩૨ દરૂદ શરીફ પઢનારને સદકાનો અજર મળે છે.

૩૩ એક સો વાર દરૂદ શરીફ પઢનારને એક લાખ નેકીઓ આપવામાં આવે છે અને તેના એક લાખ ગુનાહ માફ કરી દેવામાં આવે છે.

૩૪ જે માણસ દરરોજ સો વખત દરૂદ શરીફ પડે છે તેની સો હાજતો પુરી કરવામાં આવે છે. જેમાંથી ૩૦ દુન્યાની અને ૭૦ આખેરતની હોય છે.

૩૫ દરરોજ સો વાર દરૂદ પઢવી એ રાત દિવસ ઇબાદત કર્યા સમાન છે.

૩૬ દરૂદ શરીફનું પઢવું એ અલ્લાહ તઆલાની નજીક તમામ કૃત્યોથી બેહતર છે.

૩૭ જે મજલિસમાં દરૂદ શરીફ પઢાય છે તે તેની શોભા છે અને કયામતમાં ચળકતો નૂર છે.

૩૮ દરૂદ શરીફ પઢવાથી મોહતાજી અને તંગદસ્તી દૂર થઈ જાય છે.

૩૯ દરૂદ શરીફ પઢનાર સરકારે દો આલમ (સલ.) ની ઘણીજ નજીક થઈ જાય છે.

૪૦ દરૂદ શરીફ પઢવાની હકીકતનો અસર તે પઢનારની ઓલાદમાં થાય છે.

૪૧ કસરતથી (ઘણીવાર) દરૂદ શરીફ પઢનાર અલ્લાહ તઆલાની નજીક થઈ જાય છે એટલે ખુદાનો ખાસ દોસ્ત થઈ જાય છે.

૪૨ જે માણસ દરરોજ ૫૦ વખત દરૂદ શરીફ પઢે છે તેને કયામતમાં હુઝરત રસૂલે ખુદા (સલ.)નો મેળાપ હાસિલ થશે.

૪૩ જે માણસ દરૂદ શરીફ કસરતથી (ઘણીવાર) પઢતો હોય તનાથી કદાચ કોઈ ફર્જ અદા કરવામાં ચુંક થઈ જાય તો તેની પૂછપરછ થશે નહિ.

૪૪ દરૂદ શરીફ પઢનારના દિલમાંથી મેલ દૂર થઇ જાય છે.

૪૫ જે દુઆની સાથે દરૂદ શરીફ પણ શામેલ હોય તે ખુદા સુધી પહોંચી જાય છે અને તેને કોઈ રોકનાર નથી.

૪૬ જે માણુસ સવારે અને સાંજે દસ દસ વાર દરૂદ શરીફ પઢે છે. તે બંને જહાનના સરદાર (સલ.)ની શફાઅતનો હકદાર બની જાય છે.

૪૭ જે માણુસ મોહબ્બતથી અને ઉમંગથી દિવસે ૩૦ વખત દરૂદ શરીફ પઢે અને રાત્રે ૩૦ વાર પઢે, તો તેના તે દિવસનાં ગુનાહ માફ કરી દેવામાં આવે છે.

૪૮ જે માણુસ મકાનમાં દાખલ થઇને ઘરવાળાઓને સલામ કરે અને પછી દરૂદ શરીફ પઢે છે તે ઘરમાંથી રોજીની તંગી દુર થઇ જાય છે.

૪૯ અગર કોઇ વાત ભુલી જાય તે દરૂદ શરીફ પઢવાથી યાદ આવી જાય છે.

૫૦ દરૂદ શરીફ પઢનારથી ભુલી જવાની બીમારી દુર થઈ જાયં છે.

૫૧ જેની પાસે ખરચ કરવાને ન હોય અને તે દરૂદ શરીફ પઢી લે તેને સદકાનો સવાબ મળે છે,

પર દરૂદ શરીફ પઢનારને હુઝુર (સલ.) પોતે જવાબ આપે છે. અને તે માણસ નબી (સલ.)ના જવાબની શફાઅતનો ફખર હાસિલ કરી લે છે.

૫૩ જે માણસ દરૂદ શરીફ પઢે છે તેનું નામ એક ફરિશ્તો તેના બાપ દાદાના નામ સાથે હુઝુર (સલ.)ની ખિદમત (હુઝુર)માં હાજર (રજુ) કરે છે. એટલે તે ફરિશ્તો અરજ કરે છે કે યા રસુલલ્લાહ! (સલ.) ફલાણા ફલાણાએ આપની હુઝુરમાં દરૂદ શરીફનો હદીયો રજુ કર્યો છે.

૫૪ દરૂદ શરીફ પઢનાર બે લા'નતથી મહફુઝ રહે છે. કે જે દુઆ જિબ્રીલ (અલ.) એ કરી છે અને હુઝુરે તે દુઆ પર "આમીન" ફરમાવી છે.

એ એક હદીસનો ભાગ છે તે એવી રીતે છે કે હઝરત (સલ૦) એક વખત મિમ્બર પર તશરીફ લાવ્યા. તે વખતે પહેલી સીઢી પર કદમ રાખતાં ફરમાવ્યું, "આમીન" પછી બીજા પગથીઆ પર કદમ મુબારક મુકતાં ફરમાવ્યુ. "આમીન" અને એવીજ રીતે ત્રીજી સીઢી પર કદમ મુકતાં ફરમાવ્યુ કે "આમીન" જ્યારે સહાબા (રદી) એ પૂછ્યુ. તો હઝુર (સલ.) એ ફરમાવ્યું કે "મેં પહેલી સીઢીપર કદમ મુકયો તે વખતે હઝરત જિબ્રિલ (અલ.) તશરીફ લાવ્યા" અને ફરમાવ્યું "જેણે બને બુઢા માબાપોને જોયા અથવા બે બનેમાંથી એકનીજ હોવાઈ [illegible] થઈ અને પછી તેણે

જન્નત હાસિલ કીધી નહિ તે બદનસીબ ખુદાની રેહમતથી દૂર હોજો" મેં ફરમાવ્યું. "આમીન."

બીજી સીઢી પર કદમ મુકતી વેળા તેમણે ફરમાવ્યું "જેણે રમઝાનુલ મુબારક જેવા મહીનો દીઠા અને તે મહીનાની બરકતથી જન્નત નહિ હાસિલ કરી તે બદ કિસ્મત ખુદાની રેહમતથી દુર હોજો" મેં ફરમાવ્યું "આમીન"

અને ત્રીજા પગથીઆ પર તેમણે કહ્યું કે "આપ હઝરત (સલ.) નું મુબારક નામ સાંભળી દરૂદ શરીફ પઢે નહિ તે પણ ખુદાની રહેમતથી દુર હોજો" મેં ફરમાવ્યું કે "આમીન."

૫૫ દરૂદ શરીફ પઢનારને કયામતમાં જંનતનો દરવાજો શોધવો પડતો નથી.

૫૬ દરૂદ પઢનાર હઝરત (સલ.) ની ઉપર જફા કરવાના ગુનાહથી મહફુઝ રહે છે કારણ કે હઝરત (સલ.) એ ફરમાવ્યું છે કે "જેણે મારૂં નામ સાંભળી દરૂદ શરીફ ન પઢી તેણે મારા ઉપર ઝુલ્મ કર્યો."

૫૭ દરૂદ શરીફ પઢનાર ખુદા અને તેના રસૂલ (સલ.) ની લાનતથી મહફુઝ રહે છે.

૫૮ દરૂદ શરીફ પઢનાર કંજુસ કહેવાતો નથી એટલે કે રસુલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું છે કે "જે મારા ઉપર દરૂદ શરીફ પઢતો નથી તે બખીલ (કંજુસ) છે."

૫૯ દરૂદ શરીફ પઢનારથી બંને જહાનના સરદાર (સલ) ની મોહબ્બત થઈ જાય છે.

૬૦ દરૂદ શરીફ પઢનારને ઇમાન ને હિદાયતની દોલત અર્પણ કરવામાં આવે છે. તેનું દિલ જીવતું કરી દેવામાં આવે છે અને તે ગુમરાહીથી મહફુઝ રહે છે.

૬૧ દરૂદ શરીફ પઢનારની મોહબ્બત આકાશ અને પૃથ્વીના રહેનારાઓના દિલમાં હોય છે.

૬૨ દરૂદ શરીફ પઢનારની ઉંમર, માલ અને ઇમાન તથા બાલ બચ્ચાંઓમાં બરકત હોય છે.

૬૩ દરૂદ શરીફ બહુ પઢવાથી નબી (સલ.)ની મોહબ્બત દિલમાં વધતી જાય છે.

૬૪ ઉમ્મત ઉપર સરકાર (સલ.)નો બહુ મોટો હક છે અને એ હક દરૂદ શરીફના પઢવાથીજ અદા થઈ શકે છે.

૬૫ દરૂદ શરીફ પઢનારને ખુદાના ઝિક્રનો સવાબ પણ મળી જાય છે.

૬૬ દરૂદ શરીફ પઢનારનો ઇન્કાબ કસીરૂઝ ઝિક્ર (બહુજ ઝિક્ર કરનાર) રાખવામાં આવે છે.

૬૭ દરૂદ શરીફ બહુ પઢનારને સ્વપ્નામાં હઝરત (સલ.)ની ઝિયારતનો શરફ પ્રાપ્ત થાય છે અને "આલમે બરઝખમાં" સરકાર (સલ.)ની સોબત અને નજીકી હાસિલ થાય છે.

૬૮ દરૂદ શરીફ પઢવી એ હઝરત (સલ.)ની મોહબ્બતની દલીલ છે.

અલ્લાહુમ્મા સલ્લે અલા સૈયદના મુહંમદિંવ વ અલા આલે સૈયદેના મુહંમદિંવ વ બારિક વસલ્લિમ.

# કઈ કઈ જગોમાં દરૂદ શરીફ પઢવું મુસ્તહબ છે ?

૧ તશહુદમાં અત્તહિય્યાત પઢવા પછી.

૨ જનાઝાની નમાઝમાં બીજી તકબીર પછી.

૩ જુમ્મા અને બન્ને ઈદોના ખુતબામાં.

૪ અઝાન પછી.

૫ તકબિર કહેતીવેળા (જ્યારે જમાઅત માટે તકબીર કહે)

૬ જ્યારે કોઇ દુઆ માંગે તો આગળ તથા પાછળ દરૂદ પઢવું જોઇએ.

૭ મસ્જીદમાં દાખિલ થતી વેળા.

૮ મસ્જીદથી નીકળતી વખતે.

૯ સફા અને મરવાપર (એ બે પહાડોના નામ છે જેના વચ્ચે હાજી લોકો સઈ કરે છે.)

૧૦ જ્યારે કોઈ મેહફિલમાં લોકો જમા થાય; જ્યારે કોઇ મજલીસમાં લોકો જમા થાય અને દરૂદ શરીફ પઢવા વગર જલસો બરખાસ્ત કરે તેમાં બરકત થતી નથી.

૧૧ જ્યારે રસુલે ખુદા (સ.) નું નામ મુબારક લેવામાં આવે.

૧૨ તલબિયા પઢવા બાદ.

૧૩ હજરે અસ્વદને ચુમતી વેળા.

૧૪ બજાર જતી વખતે.

૧૫ ઝિયાફત (મેહમાની) વખતે.

૧૬ જ્યારે રાતના સુઈને ઉઠે

૧૭ કુર્આન શરીફ તલાવત કર્યા પછી

૧૮ જુમ્માના દિવસે. હદીસ શરીફમાં છે કે આપ (સ.) એ ફરમાવ્યું કે જુમ્માના દીવસે મારા ઉપર કસરતથી (ઘણું) દોરૂદ પઢો. જુમ્માનું દોરૂદ મારે સામે પેશ કરવામાં આવે છે

૧૯ મસ્જીદને જોઇને

૨૦ મસ્જીદમાંથી ગુજરતી વેળા અગર કોઈ જરૂરતના લીધે મસ્જીદમાંથી જવું પડે તો જતી વખતે દોરૂદ શરીફ પઢે

૨૧ સખતિ અને પ્રેશાની (દુખ) ના વખતે

૨૨ ખુદાપાકથી બક્ષીશ ચાહતી વેળા

૨૩ રસુલેખુદા (સ.)નું નામ મુબારક કિતાબમાં લખતી વેળા

૨૪ સબક પઢવા અથવા પઢાવતાં પહેલાં

૨૫ વાયજ કરનાર વાયજ કહેવા પહેલાં દોરૂદ શરીફ પઢી લે.

૨૬ સવાર અને સાંજના.

૨૭ અગર કોઈ ગુનાહની વાત થઈ જાય તો તુરત દોરૂદ પઢી લે. દોરૂદ શરીફ પઢવાથી તે ગુનાહનો કફ્ફારેહ થઈ જાય છે.

૨૮ મોહતાજી અને ભુખના વખતે.

૨૯ કોઇ હાજત ઉત્પન્ન થવી વખતે

૩૦ બીક (ડર)ના વખતે.

૩૧ મંગણી અને નિકાહના વખતે,

૩૨ છિંકતી વખતે.

૩૩ વોઝુ [illegible]

૩૪ ઘરમાં દાખલ થતી વખતે.

૩૫ જ્યાં ખુદાપાકનો ઝિકર થતો હોય.

૩૬ કોઇ ચીઝ ભુલી ગયો હોય અને યાદ કરવું હોય તો દોરૂદ શરીફ પઢે તે ચીઝ મળી જશે.

૩૭ કોઇ જરૂરી કામ અચાનક ઉતપન્ન થઇ થઇ આવે તે વખતે

૩૮ કાનમાંથી અવાજ નીકળતી વખતે.

૩૯ દરેક નમાઝ પછી

૪૦ જાનવર ઝુબહ કરતી વેળા બિસ્મીલ્લાહે અલ્લાહો અકબર કહેવા પહેલાં.

૪૧ એવી કિતાબ પઢતી વેળા જેમાં રસુલે ખુદા (સલ.)નુ નામ મુબારક લખેલું હોય.

૪૨ ગરીબ માણસ સદકો અને ખયરાતના બદલે દોરૂદ પઢે.

૪૩ સુતી વખતે એટલે જ્યારે સુવાનો ઇરાદો કરે તો દોરૂદ પઢે

૪૪ દરેક મુશકિલ અને અઘરા કામ વખતે

૪૫ અલ્લામા ઇમને કય્યેમ ફરમાવે છે કે બને ઈદોની તકબિરોના વચ્ચે પણ દોરૂદ શરીફ પઢવું મુસ્તહબછે.

મુસલમાનો દોરૂદ શરીફ પઢવાની આ ૪૫ જગ્યાઓ લખી છે પણ દોરૂદ શરીફ એક એવી ઉમદા ચીઝ છે કે ઈન્સાન દરેક વખતે પઢા કરે તો તેના હકમાં બેહતર છે.

(મસઅલો) દોરૂદ શરીફ પઢવા માટે વોઝુ કે ગુસલની સરત નથી વગર વોઝુ અને ગુસલથી પણ દોરૂદ શરીફ પઢી શકાય.

અલ્લાહુમ્મા સલ્લેઅલા સૈયદેના મોહંમદીવં વઅલા આલે સૈયદેના મોહંમદીંવ વ બારિક વસલ્લીમ

# અલ્લાહના અર્શની છાયા કોને નસીબ થશે?

જ્યારે કયામતના દિવસે એક તરફ લોકો સંકડા અડચણોમાં ફસાએલા હશે ત્યારે અલ્લાહના ખાસ કેટલાક ફરમાંબરદાર બંદાઓ અલ્લાહના અર્શની છાયામાં આરામથી બેઠા હશે. જો એક તરફ ધુપ [તડકાની] ગરમી અને અતિશય પરસેવો તથા હિસાબની ગભરાટ અને દોઝખના ભયથી લોકો નફસી નફસી પોકારતા હશે તો બીજી તરફથી મળેલા ઈનામની ખુશીમાં તથા છાયાની ઠંડકમાં અને ઠંડા પાણીની નહેરોની નજીકમાં નિચંતે બેઠા હશે.

આ રિસાલામાં પ્રિય વાંચકોને તે મુબારક અને ખુશનસીબ ટોળાની ઓળખાણ કરાવીએ છીએ જેઓને કયામતના દિવસે અલ્લાહના અર્શની છાયા અને રહમત નસીબ થશે.

જો કે સહીહ કિતાબોમાં એ સાહેબોની સાત જાતો બયાન કરેલી છે. ઈમામ બુખારી [રહ.] એ પણ પોતાની કિતાબ [સહીહ બુખારીમાં] એ હદીસનું બયાન કર્યું છે, જેમાં એ ભાગ્યશાળી ટોળીના સાત ભાગો પાડયા છે, પણ હદીસોની કિતાબમાં વપરાશ કરતાં એ સાહેબોની સંખ્યા વધારે માલુમ પડે છે. જો કે કેટલીક હદીસોની સનદો સહીહ છે, પરંતુ ફઝાએલમાં એવી કમજોર સનદથી કાંઇ નુકસાન નથી.

કેટલીક રિવાયતમાં અર્શને બદલે (ઠેકાણે) ફક્ત સાયા (છાયા) અને રહેમતના શબ્દો વપરાયા છે, પરંતુ તે પણ હમે વહદ-તના નતીજાના ખયાલથી એમાં સાથે સાથે દાખલ કરી દીધા છે.

પ્રિય વાંચકને એ જોવાથી માલમ પડશે કે તે નસીબદાર ટોળાની સંખ્યા ૭૩ સુધી પહોંચી જાય છે. જો કે કેટલાક ઓલમાઓથી ૮૦ કે ૮૨ પણ મનકુલ છે, પરંતુ અમે ૭૩ની ગણતરીને બરાબર સમજી એ ઉપર સંતોષી છીએ. અલ્લાહ તઆલાથી દુઆ કરીએ છીએ કે તે અમને અને વાંચકોને એ કામો કરવાની સદ્બુધ્ધિ આપે, જેથી અર્શની છાયા અને અલ્લાહની રહમત નસીબ થાય. આમીન.

(જગતના પાલનહાર ખુદાથી હું ડરૂં છું) અલ્લાહનાં અર્શની છાયા કોને નસીબ થશે?

૧ ઈમામ આદિલ.

૨ જવાનીમાં અલ્લાહની ઈબાદત કરવાવાળા.

૩ જે માણસના દિલમાં હમેશા મસ્જીદનો ખયાલ રહેતો હોય.

૪ તે બે માણસ જે માત્ર ખુદા ખાતર પોત પોતામાં મહોબ્બત રાખતા હોય.

૫ તે માણસ કે જેને કોઈ ખુબસુરત સ્ત્રી પોતાનો નફસ સોંપી દીએ અને તે ઝિના કરવા કુદરત રાખતો હોય છતાં અલ્લાહના ભયથી ડરી જઈ કહે કે:—ઈન્ની અખાફુલ્લાહ રબ્બલ આલમીન."

૬ તે માણુસ કે જે સદકો છુપી રીતે આપે અને કોઇને ખબર થવા પામે નહિ (લોકોને દેખાડવા આપતો નથી.)

૭ કોઇ પણ શરીઅતનો હુકમ અદા નહિ થયો હોય તે માટે રડનાર [ ખુદાના ગઝબથી. ]

૮ જે માણુસ તેના કરજદારને વાયદો પૂરો થતાં પણ તેના ઉપર મેહરબાની કરે [વાયદા પછી થોડા દિવસે આપીશ એમ કહે તે ઉપર રાજી રહે] અથવા તે રકમ માફ કરી દીએ.

૯ જે માણુસો અલ્લાહના ખાતર લડતા હોય તેમને મદદ કરનાર.

૧૦ જે માણુસ ગુલામને આઝાદ કરવામાં તેની મરજી પ્રમાણે વર્તે [ગુલામ કહે કે હું નોકરી કરી તમારી કિંમત વસુલ કરીશ અને પછી આઝાદ કરી દેશો ત્યારે વસુલ થવાથી છોડી દેનાર.]

૧૧ જે માણુસ કોઇ નેક પુરૂષને માત્ર અલ્લાહ વાસ્તે દોસ્ત રાખતો હોય.

૧૨ મુજાહિદીન (અલ્લાહની રાહમાં લડનાર)ના લશ્કરને મદદ આપતાં જે માણુસ પોતે પણ શહીદ થઈ જાય.

૧૩ વેપારમાં સાચું બોલનાર.

૧૪ તે માણુસ કે જે સબ્રુવાળો હોય.

૧૫ જે માણુસ મોસમ [ઋતુ]ની અદલાબદલી લીધે અને તકલીફ થાય છતાં વઝુની તકલીફ સહન કરનાર.

૧૬ રાત્રે અંધારામાં મસ્જીદ તરફ જનાર.

૧૭ જે માણસ કોઇ ભૂખ્યાને ખાવાનું ખવાડયું.

૧૮ તે માણસ કે જે યતીમ (અનાથ) ની પરવરિશ (ગુજરાન કરતો હોય, સલુક કરતો હોય.

૧૯ બેવા (જેનો ધણી ગુજરી ગયો હોય) ઓરતની ખિદમત કરનાર.

૨૦ તે માણસ જે બીજાના હકો અદા કરતો હોય અને પોતાનો હક કબૂલ કરતો હોય.

૨૧ સુલતાન આદિલની નેક નિષ્ઠાથી ખિદમત કરનાર.

૨૨ જે માણસ પોતાને માટે પસંદ કરે તે બીજાઓના હકમાં ફેંસલો આપે અને તેવો હુકમ રાખે જે પર પોતે પણ અમલ કરતો હોય.

૨૩ જે માણસ ખુદાના બંદાઓની ખેર ખ્વાહીમાં (ભલાઇ)રેહતો હોય અને અહોનિશ તેજ ખ્યાલમાં રેહતો હોય.

૨૪ જે માણસ એહલે ઇમાનની સાથે મહેરબાનીનો સલુક રાખતો હોય અને નરમીથી પેશ આવતો હોય.

૨૫ જે સ્રીનું બચ્ચું મરી જાય તો જે માણસ એવી ગમઝદા ઓરતનું માતમ કરશે તો તે પણ અલ્લાહના અર્શની છાયામાં કયામતના દિવસે આરામથી હશે.

૨૬ જે માણસ દયાળુ હોય અને સગાંઓનો હક જાણતો હોય.

૨૭ તે ઓરત જેનો ધણી મરી ગયો હોય તે બચ્ચાંઓના ગુજરાનના ખ્યાલથી બીજો નિકાહ ન કરે.

૨૮ જે માણસ સારો ખોરાક રાંધે અને તે ખાવામાં કોઈ યતીમને પણ શામેલ કરી લે.

૨૯ તે માણસ જે હંમેશા અલ્લાહુ તઆલા હાજર નાજર છે એમ સમજે અને યકીન રાખે.

૩૦ ગરાબોની એવી દશા જેની ગરીબાઇ અને ફકીરીને લીધે કોઇ માણુસ તે તરફ નજર નહિ કરે અને અગર તે કોઈ મજલિસમાં આવી જાય તો તેને કોઇ ઓળખે નહિ ખામોશ (ચુપ રહેવું તે) રહી તમામ જિંદગી પૂરી કરી દે ફાકા (ભુખ)ની મુસીબતમાં પ્રાણ ત્યાગ કરી દીધો પણ કોઈને ખબર થઈ નહિ એ દુન્યામાં તુચ્છ પણ આસમાન પર મશહુર છે એને લોકો બીમાર સમજે છે પણ તેઓને અલ્લાહના ડર સિવાય બીજો કોઈ રોગ નથી.

૩૧ કુરઆનની ખિદમત કરવા વાળા [હાફેઝ હોય કે નાઝિરહ] અને પોતે પણ કુરઆન મજીદના હુકમો પ્રમાણે વર્તે અને બીજાઓને પણ મતલબ સમજાવે.

૩૨ તે માણુસ કે જેણે નાનપણમાં કુરઆન પઢતાં શીખ્યો અને જવાન થઇને પણ તે પઢતો રહયો.

૩૩ તે માણુસ કે જેની આંખ બદ નજરથી બચી રહે.

૩૪ તે માણુસ કે જેની આંખોએ ખુદાની રાહમાં જાગ્રત રહેતાં તેની તકલીફ સહન કરી.

૩૫ જે માણુસની આંખો ખુદાના ખોફથી રડતી રહે.

૩૬ જે માણુસ અલ્લાહની રાહમાં કોઈ મલામત કરનારની મલામતથી બે પરવા રહે.

૩૭ જે માણુસે પોતાના હાથ કદી પણ પરાયા માલ તરફ લંબાવ્યા નથી.

૩૮ જે માણુસે હરામ તરફ નજર નહિ કરી હોય.

૩૯ જે લોકો વ્યાજ લેતા નથી અને પરહેજ કરે છે.

૪૦ જે લોકો લાંચ [રૂશવત] લેતા નથી.

૪૧ જે માણુસ અલ્લાહના ઝિકરની ગરજથી વખતનો હિસાબ કરતો રહેતો હોય.

૪૨ જેણે કોઇ ગમગીનનું ગમ દુર કર્યું અને મુસીબતવાળાની મુસીબત દુર કરી.

૪૩ જેણે રસુલુલ્લાહ [સલ.]ની સુન્નતોને ઝિન્દા કરી [તેમના ફરમાન બજાવતો રહયો.]

૪૪ સરકારે દો આલમ [બંને જહાનના સરકાર]સલ. ની ખિદમતમાં લાખો વાર દરૂદ મોકલનાર.

૪૫ મુસલમાનોના તે બચ્ચાંઓ જે બાલ્યાવસ્થામાં ગુજરી ગયા હોય.

૪૬ બીમારોની તબીયત પૂછનાર.

૪૭ જનાઝાની સાથે જનાર.

૪૮ ફરજ અને નફિલ રોઝહ રાખનાર.

૪૯ હઝરત અલી [રઝી.]થી સાચી દોસ્તી કરનાર.

૫૦ જે માણસ સવારની નમાઝ પછી સુરએ "અન આમ"ની પહેલી ત્રણ આયતો પઢતો રહે.

[સુરએ અન આમ સાતમા પારામાં છે તેની શરૂઆતથી ત્રણ આયતોનો શુમાર કરી લેવા.]

૫૧ દિલ અને જીભ એ બંનેથી ખુદાનું જિકર કરનાર.

૫૨ જે લોકોના દિલ પાક સાફ છે અને બદન પાક હોય. ખુદા ખાતર મોહબ્બત કરતા હોય. અલ્લાહના જિકર સાથે તેમનું પણ જિકર કરવામાં આવે જ્યાં તેમનું જિકર થાય ત્યાં સાથે સાથે ખુદાનું પણ જિકર થાય. ઠંડીનાં દિવસોમાં વઝુની પાબંદી કરનાર, ખુદાના જિકર તરફ માઈલ થનાર અલ્લાહના ફરમાંનની તોહીન થાય ત્યારે તેઓ ગુસ્સે થનાર, મસીદોને આબાદ કરનાર કે તે બનાવવામાં મદદ કરનાર, સવારની વખતે ઈસ્તિગફારમાં તલ્લીન થનાર.

૫૩ [લોકોને] નેક કામનો હુકમ કરનાર અને બુરાઈથી રોકનાર, ખુદા તઆલાની ઈતાઅત માટે તેના બંદાઓને બોલાવનાર.

૫૪ તે માણસ જે ખુદા તઆલાની આપેલી નેઅમતો પર લોકોથી ફુંપદ રાખતો નથી. આ આપની [illegible] તેથી કરનાર ચાડી ચુગલીથી પરહેજ કરતો હોય.

૫૫ જે માણસે પોતાનો માલ અને [illegible] અલ્લાહની રાહમાં લડતાં અર્પણ કરી દીધી [illegible] અને

શફાઅતનો અસલઓ મેળવ્યો હોય તેને માટે અલ્લાહના અર્શની નીચે એક તંબુ પણ નસીબ થશે.

૫૬ જે લોકો કુરઆન શીખવે છે.

૫૭ તે ઈમામ જેઓથી મુત્તકી-પાક્ઝ નમાઝ પઢનાર રાજી રહેતા હોય

૫૮ બાંગી જે પાંચે વખત અઝાન આપતો હોય.

૫૯ તે માણસ કે જેણે દુન્યવી શેઠની ચાકરી પોતાના હકીકી માલિક (અલ્લાહ તઆલા)ની પણ ઈબાદત કરી.

૬૦ તે માણસ જે લોકોની હાજત પુરી કરતો હોય.

૬૧ અલ્લાહને માટે હિજરત કરનાર.

૬૨ જે માણસ લોકોને સુલેહ કરવાની ગરજથી મદદ કરે.

૬૩ જે માણસે કદીપણ ઝિના કરવા ઈચ્છયું નહિ.

૬૪ એહલે તકવા [એ લોકો સૌથી મોટા દરજ્જાના હશે.]

૬૫ જે માણસ વાત પણ કરે છે તો જ્ઞાની વાત કરે છે તે અને ચુપ રહે તો પણ ઈલ્મની વાત પર ચુપ રહેતો હોય.

૬૬ બેકાર, બે હુન્નર વાળાઓને મદદ કરનાર.

૬૭ જે માણસ અલ્લાહ તઆલા અને તેના પ્યારા મહબૂબ હઝરત રસુલુલ્લાહ [સલ.] પર ઈમાન લાવ્યો અને અલ્લાહની રાહમાં લડનાર, સાચું બોલનાર, કોઈની આપેલી વસ્તુ તેના માગવા પર તેજ ચીજ આપનાર, અનાજ મોંઘો થાય એમ નહિ ઇચ્છનાર.

૬૮ જે માણસ મગરિબ પછી બે રકઅત પઢે છે અને દરેક રકઅતમાં સૂરએ ફાતેહાની સાથે અગિઆર અગિઆર વખતે કુલ હોવલ્લાહુ પઢે.

૬૯ જે મા બાપની નાફરમાની કરતો નથી.

૭૦ લા એલ્લાહ ઇલ લલ્લાહો મુહમ્મદુર રસુલુલ્લાહ લાખોવાર પઢનાર.

૭૧ શહીદોની અરવાહ [રૂહનું બહુવચન] સબ્જ પક્ષીઓમાં રહે છે અને એ પક્ષીઓ સાંજે અર્શે ઇલાહીની નીચે કંદીલમાં રહે છે.

૭૨ રસૂલે ખુદા [સલ.] કયામતના દિવસે સાયએ રહમાનમાં હશે.

૭૩ હઝરત અલી રદી. ઝુંડો લઇ ઇમામ હસન રદી. અને ઇમામ હુસેન રદી. ને સાથે લઇ અલ્લાહના અર્શની છાયામાં હશે તેમની જગ્યા હઝરત સૈયદના ઇબ્રાહીમ [અલ.] અને રસુલુસ સકલૈન [સલ.]ની બરાબરમાં હશે.

અલ્લા હુમ્મા સલ્લે અલા સૈયદેના મોહંમદિંવ વ અલા આલે મોહંમદિવ વબારિક વસલ્લિમ,



આ પત્રિકા
સુરત, ભાગાતળાવ
રોડ પર આવેલા
**મુસ્લિમ-ગુજરાત**
**પ્રેસમાં**
અબ્દુલ્લાહ ફખરૂદીન
સૈયિદે છાપી.